મજુરની સહાયક ગ્રંથમાળા પુષ્પ ૨ જો

# ગાંધીજીના ઉદ્ગારો

યાને

(મીઠાવેરો ભાગ ૨ બીજો)





" આત્માને હણીને મેળવેલું જગતનું રાજ્ય કે માન તૃણવત છે એવો મારો દૃઢ અભિપ્રાય છે.

ગાંધીજી

મત ૦-૧-૦

# "બહિષ્કાર" એ ધર્મ ક્યારે?

ધારો કે અમલદાર ઓચિંતો માંદો પડયો ને તેની સેવામાં કોઇ નથી, તો તેની સેવા આપણે એટલા જ પ્રેમથી કરીએ જેટલા પ્રેમથી આપણા પ્રિયજનની કરીએ. મનુષ્ય તરીકે આપણને તેની સાથે વેર નથી. તેના અમલની સાથે આપણને વેર છે. હજુ સરકાર ગાંડી નથી બની, અમલ ચલાવવામાં તેને બહુ અગવડ નથી ભોગવવી પડી. પણ જ્યારે તેને ખરી અગવડ પડે ત્યારે તે રિવાજ મુજબ ગાંડી થાય ને મર્યાદા છોડે એવો સાવ સંભવ છે. એવું થાય ત્યારે તેના અમલદારને જે જોઇએ તે લોકોની પાસેથી જબરદસ્તીથી લેવાનો હુકમ થવાનો સંભવ છે આવે વખતે મજકૂર બહિષ્કારનો ઉપયોગ પૂરો થઇ શકે. તે વખતે આપણને ખબર પડે છે કે બહિષ્કાર એ ખરેખરો ધર્મ છે. અમલદાર માને છે કે લોકો તેની સગવડો તેના અમલની રૂએ પૂરી પાડવા બંધાયેલા છે. લોકો જ્યારે આ માન્યતાને ખોટી પાડે ને તેમ કરતા જે દુઃખો પડે તે સહન કરે ત્યારે તેઓ મુક્ત થયા મનાય. આવી જબરદસ્તીને વશ ન થવાય ત્યારે લોકો જીત્યા ગણાય. અત્યારે તો બહિષ્કાર રમતવાત ગણાય. પણ જ્યારે લૂંટ કરવાની છૂટ સરકારી નોકરોને મળે ત્યારે પણ લોકો પાયમાલ થાય છતાં દાતણ સરખુંયે સ્વેચ્છાએ ન આપે એટલે બહિષ્કારનો ધર્મ પાળ્યો ગણાય. પણ યાદ રાખવું કે આવો સમય આવે ત્યારે પણ જો અમલદાર ઉપર પ્રમાણે ભીડમાં આવે ને તેનો અમલ તેનો મેલો ન થાય તો આપણે તેની સેવા કરીએ. મિત્ર દુશ્મનને સરખા ગણવાનો ધર્મ પાળવાનો આ અવસર ગણાય. સત્યાગ્રહીને આ જગતમાં કોઇ દુશ્મન નથી, ન હોય; તે કોઇને દુશ્મન ન ગણે. પોતાનો દીકરો કે બાપ અમલદાર હોય તોયે બહિષ્કાર કરે. સત્યાગ્રહીની આગળ સ્વજનપરજનનો ભેદ ન હોય. જે સ્વજનને વિષે કરવા તૈયાર ન થાય તે પરજનને વિષે કદી ન કરે.

ગાંધીજી.

# ગાંધીજીના ઉદ્ગારો

યાને

## મીઠાવેરો (ભાગ ૨ જો)

"હું તો માનું છું કે મીઠાના કાયદા ઉપર જ
આપણે આપણી શક્તિ એકાગ્ર કરવી જોઇએ"

મોહનદાસ કરમચંદ ગાંધી

પ્રયોજક

કે[illegible] નગીનદાસ શાહ.

કિંમત ૦-૧-૬

પ્રકાશક,
એસ. જે. શાહ.
માદલપુર—અમદાવાદ



"ખૂના મરકી ફાટી નીકળે તો પણ આ લડત બંધ નહિ થાય, એ વાત જેટલી સાચી છે તેટલું એ પણ સાચું છે કે જો ખૂના મરકી ફાટી નીકળે તો તેથી લડતને ધોકો પહોંચે અને આપણે પાછા પડીએ........

એટલે લડત બંધ ન કરવાનો અર્થ એ છે કે અહિંસાના પૂજારીઓ ખૂના મરકી ફાટી નીકળે તો તેના જવાબમાં પોતાની જાતને ભસ્મ થવા દેશે, ભસ્મ થવાનું માગી લેશે.

મોહનદાસ કરમચંદ ગાંધી

આવૃત્તિ પહેલી
ચૈત્ર શુક્લ પ્રતિપદા ૧૯૮૬

મુદ્રકઃ ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા
મુદ્રણસ્થાનઃ 'વસંત મુદ્રણાલય'
ઘીકાંટા રોડ, સિવિલહૉસ્પિટલસામે
અમદાવાદ

# "મીઠાવેરા" ના સંબંધમાં ગાંધીજીના ઉદ્ગારો.

## નામ. વાઇસરોયને લખેલા પત્રમાં—

**તમે ન સાંભળો તો**—અને મારા કાગળની આપના ઉપર અસર ન થાય તો આ મહીનાની ૧૧ મી તારીખે હું આશ્રમના શકય હશે તેટલા સાથીઓ સાથે મીઠાને લગતા કાયદાઓનો અનાદર કરવાનું પગલું ભરીશ. ગરીબવર્ગના દષ્ટિબિંદુથી આ કાયદો મને સૌથી વધુ અન્યાયી લાગ્યો છે. સ્વાતંત્ર્યની લડત દેશના ગરીબમાં ગરીબ વર્ગ માટે મુખ્યત્વે હોવાથી આ અનિષ્ટ સામેની લડતથી શરૂઆત કરવામાં આવશે. આશ્ચર્ય તો એ છે કે અમે આટલાં વર્ષો સુધી આ દુષ્ટ ઇજારાને વશ રહ્યા. મને કેદ કરીને મારી યોજના નિષ્ફળ કરવાનું આપના હાથમાં છે એ હું જાણું છું. હું આશા રાખું છુ કે મારી પાછળ લાખો માણસ વ્યવસ્થિત રીતે કામ ઉપાડી લેશે, અને જે મીઠાના કાયદા કદી થવા જ જોઈતા નહોતા એનો ભંગ કરી કાયદાની રૂએ થનારી સજાને ભોગવવા તૈયાર થશે.

× × × ×

**અસલાલીના ભાષણમાં—**

× × × "હવે માત્ર ખાદી પહેરીને રેંટિયા ચલાવીને શાંત બેસી જશો નહિ અને બધું કરી છૂટયા એમ માનશો નહિ." અને મીઠાવેરા વિષે બોલતાં તેમણે કહ્યું: "તમારા જ ગામની વાત લો.

| | |
|---|---|
| ૧,૭૦૦ માણસની વસ્તીમાં | ૮૫૦ મણ મીઠું જોઇએ |
| ૨૦૦ બળદ માટે | ૩૦૦ મણ મીઠું જોઇએ |
| | કુલ ૧,૧૫૦ મણ મીઠું જોઇએ |

પાકા મણ પર સરકાર સવા રૂપિયો કર નાંખે છે; તો ૧,૧૫૦ મણ એટલે પાકા ૫૭૫ મણ મીઠા પાછળ રૂા. ૭૭૦ કર તમે આપો છો.

બળદને બે મણ મીઠું આપવું જોઇએ. અને તમારા ગામમાં ૮૦૦ ગાય, ભેંસ અને પાડી છે, તેમને જો મીઠું આપતા હો, કે ચામડાં કેળવવામાં ચમાર મીઠું વાપરતા હોય કે ખાતરમાં મીઠું વાપરતા હો, તો વળી રૂા. ૭૦૦ ઉપર એટલો કર વધારે ચડે.

તમારૂં ગામ આટલો કર વરસે ભરી શકે? જે હિંદુસ્તાનમાં માણસની સરાસરી આવક ૭ પૈસા ગણાય છે એટલે જે દેશમાં લાખો માણસને એક કાવડિયું પણ મળતું નથી, ભૂખે મરે છે કે ભિક્ષાન્ન પર રહે છે તેમને પણ મીઠા વિના ચાલતું નથી. આવા માણસને મીઠું ન મળવાથી યા મોંઘું મળવાથી શા હાલ થતા હશે?

જે મીઠું પંજાબમાં ૯ પાઇનું મણ વેચાય છે. જે મીઠાના ઢગલેઢગલા ગુજરાત કાઠિયાવાડના દરિયાકાંઠે પાકયા કરે છે, અને જે મીઠું ગરીબ પણ મણનો રૂા. ૧।। આપ્યા વિના ન પામે, તે મીઠાને માટી સાથે મેળવી દેવા માટે પૈસા આપી અંગ્રેજ સરકાર માણસો રાખતી હોય તે અંગ્રેજ સરકાર પ્રત્યે ગરીબની હાય કેવી લાગતી હશે? પણ બીચારા ગરીબ ગામડિયામાં આ કર ઉડાડી દેવાની શક્તિ નથી, તે શક્તિ આપણે મેળવવી છે.

જે કર દેવા લાયક નથી તે કર કાઢી નાંખવાની સત્તા જ્યાં હોય તે પ્રજાસત્તાક રાજ્ય કહેવાય. કઈ વસ્તુ કયે વખતે દેવાય અને ન દેવાય તેને પ્રજા નક્કી કરી શકે તે પ્રજાકીય રાજ્ય કહી શકાય.

પણ આવી સત્તા આપણી પાસે નથી, તેમ આપણા કહેવાતા મોટા પ્રતિનિધિઓ પાસેય નથી. વડી ધારાસભામાં પંડિત માલવીયજીએ કહ્યું કે સરદાર વલ્લભભાઇને સરકારે જે રીતે પકડયા છે તેનું નામ ઇન્સાફ નથી, ગેરઇન્સાફ છે, આપખુદી છે. અને આ ઠરાવને ઝીણા-સાહેબે ટેકો આપ્યો. ત્યારે સરકારી અમલદારે કહ્યું કે અમારા

મેજીસ્ટ્રેટસાહેબ 'નિમકહલાલ'ને છાજે તેવી રીતે વર્ત્યા છે. આથી ઊલટી રીતે વર્તત તો 'નિમકહરામ' ગણાત. પણ તોતો આ દાઢીને (અબ્બાસસાહેબને) અને મનેય પકડવા જોઇએ. કારણ કે હું તો છડેચોક મીઠું બનાવવા વિષે ભાષણ પણ કરૂં છું.

પ્રજાની વિરુદ્ધ એક માણસને પણ સરકાર ન પકડી શકે, પાવળું ઘી ન લઈ શકે, ગાડું ન લઈ શકે, પૈસા ન લઇ શકે, એવી સરકાર આપણે સ્થાપવી છે.

એવું રાજ્ય સ્થાપવાના બે રસ્તા છે. ડાંગ મારવાનો–હિંસાનો, અને અહિંસાનો–સવિનય ભંગનો. આપણે બીજો રસ્તો ધર્મ સમજી પસંદ કર્યો છે. અને તેથી જ સરકારને નોટિસ આપીને અમે મીઠું બનાવવા ઊપડયા છીએ.

હોકા, બીડી, દારૂ ઉપર વેરો હોય એ સમજી શકું છું. અને જો હું બાદશાહ હોઉં તો બીડી દીઠ ૧ પાઇ તમારી રજા લઇને કર નાંખું. અને જો બીડી મોંઘી લાગે તો વ્યસની છોડી શકે, પણ મીઠા પર કર નંખાય?

આવા કર હવે જવા જોઇએ. અમે મીઠું બનાવીશું, ખાશું, લોકોમાં વેચશું અને એમ કરતાં જેલમાં જવું પડશે તો જેલમાં જશું એવો સંકલ્પ આપણે કરવો જોઇએ. ગુજરાતની ૯૦ લાખની વસ્તીમાંથી બાળકો અને બહેનોને બાદ કરીએ, તો સહેજે જે ૩૦ લાખ માણસો રહે એ જો મીઠાના કરનો સવિનય ભંગ કરવા તૈયાર થઇ જાય તો આટલા માણસોને જેલખાનામાં રાખવાની સરકાર પાસે જગા નથી. હા, સરકાર કાયદા તોડનારને ડાંગ અને ગોળી પણ મારી શકે છે. પણ આજનાં રાજ્યોથી એટલી બધી હદ સુધી સહેજે જઇ શકાતું નથી. પણ અમે તો સંકલ્પ કર્યો છે કે મારી નાંખવું હોય તો ભલે મારી નાખે.

મીઠાનો કર તો હવે જવો જ જોઇએ. આશ્રમથી ઠેઠ ચંડોળા તળાવ સુધી ૭ માઇલ જ્યાં માણસોની ઠઠની ઠઠ ભેગી થઇને અમને આશીર્વાદ આપેલ છે, અને જે દૃશ્ય તો દેવોને પણ જોવા લાયક હતું એ શુભ ચિન્હ છે.

અને આપણે આ એક પગથિયું જ ચડી શકીએ તો સ્વાતંત્ર્ય મહેલનાં બીજાં પગથિયાં ટપોટપ ચડી જશું."

× × × ×

## બોરસદના ભાષણમાં—

### રાક્ષસી નીતિની સામે થાઓ

જે જે ફરિયાદ મેં ઇશ્વર પાસે નોંધાવી છે, ને વાઇસિરોયના કાગળમાં જણાવી છે તેનો જવાબ કોઈ નથી આપી શકયા. કોઇ એમ કહેતું નથી કે મીઠાનો કર સાચો છે. કોઇ એમ નથી કહેતું કે લશ્કર અને દીવાની ખર્ચ બરાબર છે. કોઇ એમ નથી કહેતું કે મહેસૂલ ઉઘરાવવાની નીતિ બરાબર છે. કોઇ એમ નથી કહેતું કે ૨૦થી ૨૫ કરોડ રૂપિયા પ્રજાને દારૂ પાઇ અને અફીણિયા બનાવી તેમના ઘર ભાંગી લે છે એ બરોબર છે. પરદેશીઓ પણ સાક્ષી પૂરે છે અને અંગ્રેજી અમલદારો સાક્ષી પૂરે છે કે વાત બરાબર છે. પણ કરીએ શું? પૈસા જોઇએ. શા માટે જોઇએ? પ્રજાને દબાવવાને.

હમણાં જ સરકારે કોંસ્ટેબલથી ઊંચા હોદ્દાવાળા બધા પોલીસ અમલદારોને મીઠાના અમલદાર બનાવ્યા છે. આ અધિકારથી પોલીસ પણ મને પકડી શકે અને મારા પર જે જુલમ ગુજારવો હોય તે ગુજારી શકે; ન પકડે તો નામર્દીનો ગુનો કર્યો કહેવાય. બીજા કોઇ સરકારી કાયદામાં નામર્દી નામે ગુનો નથી તે અહીં છે. જે કોંસ્ટેબલ અમને મીઠું પકવતા જુએ, ખારા પાણીનો લોટો ગરમ કરતાં જુએ તે અમને પકડી શકે, લોટો ઝૂંટવી શકે, પાણી ઢોળી શકે. મીઠું

નાખી દેતાં એને શું? કપડવંજ પાસે લસુંદ્રામાં મીઠાની ખાણ પડી છે તેના ઉપર ધૂળ ફેરવે છે. આ શું? આ કેવો અન્યાય? આ જુલમ અને રાક્ષસી નીતિ સામે થવું એ ધર્મ છે.

× × × ×

## મૌલાના ભીંત ભૂલ્યા ના લેખમાં—

મીઠાવેરો રદ કરાવવામાં તો સૌનું સરખું હિત રહેલું છે. બધાને મીઠાની જરૂર સરખી જ પડતી નથી? અને બધા મીઠું સરખા પ્રમાણમાં વાપરતા નથી? એ વેરો જ એક એવો છે જેમાં સૌને એક અસ્ત્રે મૂંડવામાં આવે છે.

સવિનય ભંગનો પ્રયોગ એવો છે કે જેથી આંતરિક બળનો વિકાસ થાય. મીઠાવેરાના વિરોધથી કોઈ પણ કોમના હિતમાં વાંધો આવે એમ નથી. ઊલટું, જો આ વિરોધ સફળ થાય તો લડતમાં જોડાનારના જેટલો જ લાભ તેનાથી અળગા રહેનારને પણ મળશે.

× × ×

## સ્વરાજ ગીતામાં—

વિઘોટીના દર વધારીને સરકારે ભારે ગેરઇનસાફ વર્તાવેલો છે, પણ એ વિઘોટી નોકરિયાત કે વસવાયા વર્ગને, સ્ત્રીઓને કે બચ્ચાંને ભરવી પડતી નથી. પણ મીઠું એક વસ્તુ એવી છે કે જેનો કર રાયથી માંડી રંક સુધી બાળકબચ્ચાં અને અપંગ બધાંયને એકસરખો ભરવો પડે છે કરોડપતિ કરતાંયે વધારે કર અપંગ કંગાલ ગરીબોને ભરવો પડે છે એમ કહી શકાય. કરોડપતિ મીઠાનો સ્વાદ બીજી વસ્તુમાંથી લઇ શકે છે, પણ ગરીબને માટે તો સ્વાદ કરવા માટે એકલું મીઠું જ છે. આવા રાક્ષસી ન્યાયને સારૂ આ તંત્રને રાક્ષસી તંત્ર કહું છું 'પુરી એક અંધેરી ને ગંડુ રાજા' ની વાત તમે સૌ જાણો છો. અહીં અંધેરી નગરી એક નથી, પણ સાત લાખ ગામડાંમાં અંધેર રાજ્ય વર્તે છે. ત્યાં તેમનું કોઇ રક્ષણ કરતું નથી. તેમજ ગામ સાફ કેમ રખાય એવી બાબતની કેળવણી આપવામાં આવતી નથી. એક વખત એવો હતો કે જ્યારે ગામેગામ ગામઠી શાળા ચાલતી હતી, પણ આ બ્રિટિશ રાજ્ય સ્થાપન થયા પછી નિશાળો ઘટી છે.

× × ×

આજે જ બંગાળના છાપામાં વાંચ્યું કે કેટલાક ગરીબ લોકો જે ભૂખ્યા કંગાળ હતા તેઓ દાણ આપ્યા વગરનું મીઠું લઇ આવ્યા, તેથી તેમને પકડયા અને મેજીસ્ટ્રેટે તેમને આઠઆઠ આના દંડ કર્યા. પૈસાનું મીઠું ન લઇ શકનાર આઠ આના કાઢે કયાંથી ? એમણે દયા માગી પણ ન્યાય આપનારે દયા ન કરી. એમને સારૂ આપણે પ્રાયશ્ચિત કરવા માગીએ છીએ. પૂર્વે મીઠા ઉપર જકાત હતી, પણ ગામડિયો મીઠું ન પકવી શકે એવો પહેલાં કાયદો નહોતો. મીઠું વેચાતું ન લઇ શકે એવા ગરીબને જે સરકાર મીઠું બનાવવા સારૂ સજા કરે તે સરકાર કેવી ?

× × ×

મીઠાના છ કરોડ બચાવી લેશુ ત્યારે તો સ્વરાજ લેવાની તાકાત આપણામાં આવી ગઈ હશે. પછી પ્રજાની સલામી અમલદારે કરવી પડશે.

આ હાલનું રાજતંત્ર નોકરશાહી નથી પણ એકટી બાદશાહી છે. એ સલ્તનતનો નાનામાં નાનો મુખી કે રાવણિયો આપણને ગાળ દઇ શકે છે.

× × ×

મીઠા પર આડકતરો કર નખાય છે. અને ખબર ન પડે એવી રીતે કર નાખવો એ ચોરી કરવા સમાન છે. એ ચોર સરકારની નીચે રહેવું એ પાપ છે. જે પાપી સરકાર નીચે રહે છે તે પાપ કરે છે.

× × ×

## અહિંસા

ધારાળાઓને અહિંસાનું રહસ્ય સમજાવતાં ગાંધીજીએ કહ્યું;

તમારે ધારિયાં ન વાપરવાં. તમારે માટે રામનામ એ જ ધારિયાં, તલવાર, દારૂગોળો છે. એ રામનામ આગળ સરકારનો તમામ દારૂગોળો ધૂળ થઇ જવાનો છે. આ રાજતંત્ર ચલાવનાર પણ આપણા જેવા જ છે. તેમને કાંઈ વધારાનું પૂછડું કે શીંગડું નથી.

સરકાર તો આજે ધૂળમાં રોળાઇ રહેલ છે. સરકાર ડરી રહી છે. ન ડરતી હોય તો મને કાં ન પકડે? ડરતી ન હોય તો સરદારને ફક્ત ત્રણ માસની આસન કેદ જ આપે? સેનગુપ્તાએ જો કર્યો હોય તો મોટો ગુનો કર્યો અને તેની શિક્ષા માત્ર દશ જ દાહાડાની. આ શું બતાવે છે? સરકાર જોરાવર છે કે ડરી ગઈ છે?

૧૮૫૭માં સરકારે લોહીની નદી વહેવડાવી હતી; ૧૯૧૯માં તેણે હત્યાકાંડ કર્યાં, અને આજે શું કરી રહી છે? સરકાર મને પકડતી નથી, મારા ૮૦ માણસોને પકડતી નથી. અને તમે સાથે ભળી જુઓ તો તમનેયે નહિ પકડે, કારણ એ છે કે સરકાર જાણે છે કે આ અહિંસક યુદ્ધ છે, અહિંસાનો તેને ડર છે.

× × ×

પવન સાસે પુઠ કરવામાં માલ છે, પવાનની સામા થવામાં જોર જોઇએ છે. માટે આ ચાલુ પવનમાં ભળવા તમને નિમંત્રણ કરૂં છું.

× × ×

## સામાજિક બહિષ્કાર

અમલદારોના સામાજિક બહિષ્કાર વિષે અણખી અને કંકાપુરમાં બોલતાં ગાંધીજીએ જણાવ્યું હતું:

મારી પાસે ફરિયાદ આવી છે કે અહીંયાં જે પોલીસ મુલકી ખાતાના અમલદારો આવે છે તેમને ગામ સીધુંપાણી આપતું નથી. તેમાં આપણે કશી હિંસા કરતા નથી; પણ અમલદારો દેશી હોય કે ગોરા, ખરેખર ભૂખે કે તરસે મરતા હોય તો તેમને ભૂખે કે તરસે મારવાનો આપણો ધર્મ નથી, જે ધર્મને વશ થઇ હું બહારવટે નીકળ્યો છું તે ધર્મ શીખવે છે કે જે ડાયર અને ઓડવાયરનાં કૃત્યોને, સાક્ષાત્ જુલમની મૂર્તિને, મેં ડાયરશાહી તરીકે ઓળખાવ્યાં છે એ ડાયર મને ગોળી મારે અને જો હું ભાનમાં હોઉં અને મને ખબર

પડે કે એને સર્પ કરડયો છે તો સર્પનું ઝેર ચૂસવા હું દોડી જાઉં. આવો ધંધો મેં કર્યો છે. દક્ષિણ આફ્રિકામાં જે માણસે મને માર્યો હતો તે જ માણસને મને ભાન આવતાં તરત જ છોડી મૂકવાનું મેં સરકારને વીનવ્યું હતું. પણ અમલની રૂએ રૂઆબથી અમલદારો આપણી પાસે માગતા આવે તો તેમને ન મળે સીધુંપાણી, ન મળે પાગરણ, દીવાસળી કે ઘોડાંને ચાર.

કુંભાર કંઇ પાણી ભરવા સારૂ જન્મ્યો નથી. કાંડું જશે પણ હવે અમે સરકારને સલામી નહિ કરીએ. અમારો કજિયો પતી જશે, નવો યુગ શરૂ થશે, ત્યારે ફરીથી ધોબી, વાળંદ અને બીજા કામદારો પ્રજામાં સેવકોની સેવા કરવા તૈયાર થશે. પણ પ્રજાસત્તાક રાજ્યમાં ઉંચનીચના ભેદ નહિ રહેવા પામે. બ્રાહ્મણ પણ ભંગી જેટલો પ્રજાનો સેવક થઇ રહેશે,

× × ×

## ધર્મયાત્રા

આ ઘરડેઘડપણ પગપાળો મુસાફરી કરી રહ્યો છું તેનું કારણ ઉંડું છે. કારણ કે મારે સારૂં આ ધર્મયાત્રા છે, જીવનની છેલ્લી યાત્રા છે. તેથી ગમે તેટલું દુખ સહન કરવું પડે તોપણ સહન કરવા તૈયાર થઇ ગયો છું. યાત્રીએ વાહનનો સદંતર ત્યાગ કરવો જોઇએ એ પરંપરા પ્રાચીન કાળથી ચાલી આવી છે, તે હાલ આપણે ખોઇ બેઠા છીએ. વીમાનમાં ડાકોરમાંથી રણછોડજીનાં દર્શન કરી એક બે દીવસમાં હિંદુસ્તાનનાં તીર્થસ્થાનોમાં ફરી યાત્રા કરી ચૂકયા એમ ભલે કોઈ સમજતું હોય; પણ ઇશ્વર આને યાત્રા કરી એમ કદી નહી કહે. યાત્રામાં ધીરજનો પાઠ શીખવો હોય, ધીરજથી પ્રભુનું નામ લેવું હોય, લોકની સેવા કરવી હોય, સુખદુખ જોવાં હોય તો તે મોટર, રેલ્વે કે ગાડામાં પણ યાત્રા કરનાર કદી નહી કરી શકે. એ પગપાળા

ચાલે ત્યારેજ થઇ શકે. આ વસ્તુનો બચપણમાં મે અનુભવ લીધો છે. અને આજે એકસઠમે વરસે પણ જાણું છું,

હિંદુસ્તાનનાં ૩૦ કરોડ લોકો દુખથી ઘેરાઇ ગયા છે, આ રાજતંત્રરૂપી પાશમાં બંધાયા છે, અને જે તંત્રનો રાક્ષસી પન્જો રંકથી રાય સુધી પહોંચી વળ્યો છે તે રાજતંત્ર આને તે પાશનો સંહાર કરવા માટે આ ધર્મ યાત્રાનું નીર્માણ થયું છે.

### ભરૂચના ભાષણમાં

૭ કરોડ રૂપિયાનો મીઠાનો કર કઢાવી નાખવાની લડત કોને નથી ગમતી ? કંગાળ મુસલમાનને નીમક ન મળે તેથી તેની કેટલી હાય પડતી હશે ! આ કર કઢાવવા માટે એવો કયો હિંદી હશે કે જે લડાઇમાં જોડાયા વીના રહે ?

આ લડત ઇશ્વરને નામે ચાલે છે આ લડાઇ મીસ્કીનને સારૂ છે, તવંગરને માટે નથી. અને મીસ્કીનની લડાઇથી કોણ દૂર રહેવાનું છે ?

\+ + +

### " ખબરદાર " લેખમાં—

મીઠાના કાયદા ઉપરાંત બીજા કાયદાના ભંગની પણ વાતો કરવમાં આવી છે, મને તે સૂચના બહુ ગમી નથી. હું તો માનું છુ કે મીઠાના યાયદા ઉપર જ આપણે આપણી શક્તિ એકાગ્ર કરવી જોઇએ. મીઠાની ખાણ જ્યાં જોઇએ ત્યાં મળી આવે એમ છે. મીઠાના કાયદાના ભંગની પાછળ કલ્પના એ નથી કે વેચી શકાય એટલું મીઠું બનાવવું; પણ એ છે કે મીઠુ બનાવીને અથવા બીજી રીતે કાયદાનો ભંગ કરવો.

ગાંધીજી

# તાંડવનૃત્ય

## ( મોહનદાસ કરમચંદ ગાંધી )

હીન્દી સરકારના નવા વરસના બજેટમાં મીઠા જેવી ચીજ પરનો કર બમણો થયો અને જીંદગીની બીજી જરૂરી વસ્તુઓ પર એ કરના બોજા પડયા એ બીના ઉપર ચારેમેરથી આટઆટલા આ બધા નિષેધ અને ફિટકારના વર્ષાવ શા? આશ્ચર્ય બતાવાઈ રહ્યું છે કે લશ્કરી ખરચોને સારૂ બાસઠ કરોડ જેવડી રાક્ષસી રકમ રજૂ કરતાં હીન્દી સરકારના ખજાનચી સાહેબને મ્હોડાની માફી સરખી જરૂર નથી ભાસી હકીકત તો એ છે કે જે કર્યા વિના છુટકો નથી તેને સારૂ માફી શી માગવી? પ્રજામાં પોતાપણાનું ભાન વધતું જાય તેમ તેમ તેની ઉપરના લશ્કરી બોજા વધાર્યે જ છૂટકો. હિન્દમાં નભાવવામાં આવતાં લશ્કરો હિન્દના રક્ષણને સારૂ છે શું? એ તો આ હતભાગી દેશને ચૂસી ખાનારા વેપારી અંગ્રેજોનો પાશ હિન્દને ગળે બળાત્કારે ઘાલવાને સારૂ છે. આ દીવા જેવું ઉઘાડું સત્ય છે. મૉન્ટેગ્યુ સાહેબે નિર્લજ્જ છતાં પ્રમાણિક રીતે તે કબુલ કર્યું છે. બંગાળના વેપારી ચેમ્બરના નિવૃત્ત થતા પ્રમુખે આ વાત કબુલ કરી છે; મુંબઈના ગવર્નર સાહેબે પણ કરી છે. પણ એ લોકને આપણી જોડે વેપાર કરવો છે, અને તે આપણને પોસાય તે શરતોએ નહિ, તેમને પોસાય તે જ શરતોએ. આ લશ્કરી ખર્ચનો મુક્કો આપણને ખુલ્લો મારવામાં આવે કે મોજાંવાળા હાથે મારવામાં આવે, પરિણામ એકનું એક જ છે. એ મોજાં તે આપણી ધારાસભાઓ છે. મુક્કો આપણને હળવો વાગે એ ખાતર મોજાંની પણ આપણે જ કિંમત આપવી રહી. સુધારા આપણી છાતી વળગાડની જેમ ડામી રહ્યા છે. હજારો દોષોનો એ સુધારા ઢાંકપીછોડો કરે છે—લોહી શોષનારા મીઠાના કર જેવા દોષોનો સુદ્ધાં.

એમનું કહેવું છે, 'તમે જખ મારો છો; હિન્દુસ્તાનના અમે ધણી છીયે અને રહેવાના.' આપણને લાગે છે કે આપણું કલ્યાણ બીજા શેમાં છે? આપણું એકબીજાનું એકબીજાથી રક્ષણ કરનાર બ્રિટિશ બાવડાંની શક્તિ આપણી વચ્ચે રહ્યા વગર આપણે આપસમાં લડીવઢી કપાઇ ન મરીયે? આમ આપણા સગા ભાઇઓને હાથે મરવાની બીકે આપણે ગુલામીમાં સુખ માનતાં શીખ્યા છીયે!

## હપતે હપતે સ્વાતન્ત્ર્ય!

આવી કાઉન્સિલો અને વડી ધારાસભાઓના માયાવી બુરખા નીચે છૂપાયેલી કાતીલ આપખુદીની આણ નીચે રહેવા કરતાં કોઇ સિપાહીરાજની આણ નીચે રહેવું હજાર દરજ્જે બહેતર છે. આ તો હપતે હપતે મરવાનું છે, અને મોતનો ખરચ વધાર્યે જવાની વાત છે. અને જો આપણને જીવતર આટલું વહાલું છે તો પછી બહેતર છે કે તેમ આપણે સાફ સાફ કહી દઇયે, અને 'ધીમે ધીમે સ્વતન્ત્રતા મેળવી રહ્યા છીયે' એવો ડોળ કરવાને બદલે ઉઘાડી, બેશરમ આપખુદીને આપણે વશ થઇયે. હપતે હપતે સ્વાતન્ત્ર્ય મળ્યાં કદી સાંભળ્યાં છે? સ્વાતન્ત્ર્ય એ જન્મના જેવી ક્રિયા છે. જ્યાં સુધી આપણે સંપૂર્ણ સ્વાતંત્ર્ય નથી ત્યાં સુધી ગુલામ છીયે. જન્મમાત્ર એક ક્ષણમાં જ થાય છે.

## મહાસભાનો ડર

મહાસભાનો આવડો ડર એ તુરત જન્મનારા સ્વાતન્ત્ર્યના ડર સિવાય બીજું શું છે? મહાસભા એક જીવતી જાગતી ભીષણ વ્યક્તિ થઇ પડી છે. એના પ્રાણ લીધે જ છૂટકો—કાયદેસર લેવાય કે બેકાયદે લેવાય તેની ફિકર નહિ. કોઇ ને કોઇ પ્રકારે પણ જો પ્રજાને પૂરતી થથરાવી મુકાય તો વળી પાછું એકાદ સૈકા સુધી નચિન્તપણે ચૂસવા ચરી ખાવાનું ચાલુ રહે. ખુદ હિન્દુસ્તાનના શરીરમાં જેટલો વધુ વખત કશું ચૂસવા સરખું રહે નહિ, અગર તો દિનપ્રતિદિન વધતા જતા

બોજા તળે પ્રજા આખી માખીઓની પેરે મરી ખૂટે એ જુદી વાત છે. માણસ નાળિયેર ખાવા બેસે છે ત્યારે કોપરાની દયા ખાવાનું એનું કામ નથી હોતું; વાટી કોતરીને પૂરી કરે છે એટલે કાચલી ગબડાવી મેલી પેટે હાથ ફેરવે છે. આપણને એમાં કશુંયે અજુગતું નથી દેખાતું. વેપારી પણ નિરાધાર ઘરાકને મૂંડવામાં પાછું વાળીને જોવાની જરૂર નથી ગણતો. એમાં નિષ્ઠુરતા વળી કેવી? હૃદય હોય ત્યાં દયાનિર્દયતાની વાત. હૃદય જ જ્યાં નહિ ત્યાં શી વાત? વેપારી બચ્ચો મૂંડાય તેટલું મૂંડે ને એક ઘરાક પૂરૂં થયે પાછો ફેરીએ નીકળે, એ જ વેપારીની રીત.

## વિનાશ કાળનું તાંડવનૃત્ય

ધારાસભાવાળાઓ તેમનાં ભાડાં ને ભથ્થાના ભૂખ્યા, પ્રધાનો તેમના પગારના ભૂખ્યા, વકીલો ફીના ભૂખ્યા, ફરીઆદીઓ હુકમનામાંના ભૂખ્યા, માબાપો પોતાના છોકરાઓને ઝટ નોકરીઓ મળે એવી કેળવણીના ભૂખ્યા, લખપતિઓ કરોડ કરવાના ભૂખ્યા, અને બાકીના સૌ કીડાની માફક ભલે રહેવાય પણ કચરાતાં અટકાવાય તો સારૂં એવી વૃત્તિથી બાયલી શાન્તિના ભૂખ્યા. આખું કુંડાળું પેલી મધ્યવર્તી ટોળીની ફરતું ફુદડી ફરે છે. સૌ કોઇ ફુદડીમાં ચકચૂર છે. તેમાંથી છૂટા પડવાની વૃત્તિ કોઇની નથી. અને તેથી જેમ જેમ ફુદડી ફરનારાઓની ગતિ વધતી જાય તેમ તેમ ફરનારાઓનો હર્ષોન્માદ વધતો જાય છે. પણ આ નૃત્ય વિનાશકાળનું તાંડવનૃત્ય છે અને તેનાં હર્ષ અને ઉન્માદ ઘડીભરમાં મરનારા દર્દીની તૂટતી નાડીઓના ઉછાળા છે.

## એક માત્ર માર્ગ અહિંસા

આ નૃત્ય ચાલુ રહેશે ત્યાં સુધી દેશ ઉપરના ખરચના બોજા વધતા જ જવાના. અસહકારને લીધે આટલું બધું ખર્ચ કરવું પડયું છે એમ અસહકારીઓની ધરખમ ખાંધ ઉપર એની જવાબદારી નાખવામાં આવે તો હું તાજુબ ન થાઉં. તેમને માટે તો એક જ

માર્ગ છે. જે કંઇ વધારા થાય તે તરફ, ચિત્તને ક્ષોભ પામવા ન દેતાં પોતે સ્વીકારેલા ધર્મ ઉપર કાયમ રહીને શાન્ત વૃત્તિથી જોવું. એ બધું અટકાવવાનો, એ બધું અટકવાનો એકમાત્ર માર્ગ અહિંસા છે, કારણકે અહિંસાધર્મપાલનનો મોટામાં મોટો અંશ એ વાતમાં રહેલો છે કે જે વ્યવસ્થિત પશુબળના આયોજન ઉપર આ સરકારે આખું ચણતર ચણ્યું છે એ પશુબળની ભાગીદારીમાંથી પ્રજાએ નીકળી જતાં શીખવું. જો પશુબળને જ રસ્તે સરકારની બરોબરી કરીને આપણે એને હંફાવવા નીકળીશું તો તો આપણા વિરોધીનાં કરતાંયે વધુ મોટાં ખરચોના બોજામાં આપણે ઉતરવું પડવાનું. પેલા ચક્કરમાં કુદડી ફરનારા નર્તકોની તેમના આવી રહેલા અન્તકાળને વિષે કદાચ આપણે આંખ ન ઉઘાડી શકીયે, તોપણ પ્રજા, જે આજે તેમાં ભાગ લઇ રહી છે અને કહેવાતી સુલેહશાન્તિને ખાતર પોતાની સ્વતન્ત્રતા અને આઝાદીને વેચી રહી છે તેને તો આપણે અલબત્ત સમજાવી શકીયે. આમ કરવાનો માર્ગ એ જ છે કે સ્વતન્ત્રતા મેળવવાનો એકમાત્ર માર્ગ અહિંસા—ગુલામને માથે લદાયેલી ફરજીયાત અહિંસા નહિ પણ શૂરાની, આઝાદની સ્વેચ્છાપ્રેરિત અહિંસા—જ છે એ વાત આપણે પ્રજાને ઠસાવીયે.

( નવજીવન, તા. ૧૨–૩–૨૨ )



**હીંદુસ્તાનના રાજતંત્રનું ભયંકર અનીષ્ટ જેઓ સમજ્યા છે તેમનો તે તંત્ર પરત્વે રાજદ્રોહનો ધર્મ થઇ પડે છે અને ખુલ્લી રીતે રાજદ્રોહનો પ્રચાર કરવાનો ધર્મ થઇ પડે છે, સાચી વાત તોએ છે કે આવા સડેલા રાજતંત્રને વીસે વફાદારી રાખવી એ પાપ છે. બેવફા થવુ એ પુણ્ય છે**

**ગાંધીજી.**

# સત્યાગ્રહ ઝુંબેશ મીઠા તરફ શા માટે વળી ?

સમુદ્રની ત્રિમેખલાથી વિંટાએલા આ હિંદના સંતાનોને મીઠા જેવી વસ્તુને કાજે સરકાર ઉપર અને પરદેશ પર આધાર રાખી ઓશિયાળો અવતાર ભોગવવો પડે એ દિલગીરી ભરેલી બાબત છે. એ વસ્તુસ્થિતી બદલી નાંખવાની પ્રત્યેક ભારતવાસીની પવિત્ર ફરજ છે. એ દિશામાં કર્તવ્ય જાગૃતિનાં સ્પષ્ટ ચિન્હો સદ્‌ભાગ્યે હાલ જણાવા લાગ્યાં છે. હિન્દુસ્થાનમાં અત્યારે મીઠાની ખપત માણસ દીઠ ૧૦ થી ૧૨ પાઉન્ડ છે; ઇંગ્લંડમાં તે ચાલીસ પાઉન્ડ છે; ઇટલીમાં ૨૦ પાઉન્ડ છે. રશિયામાં ૧૮ પાઉન્ડ હોઈ હિન્દના કરતાં દેખીતી રીતે દોઢગણી છે. આપણી જેલોમાં દરેક કેદીને નિદાન ૧૪–૧૫ પાઉન્ડભર મીઠું પુરૂં પાડવાનો નિયમ છે. હિંદની કંગાલ–પ્રજામાં અત્યારે માણસ દીઠ કેદીના જેટલુંયે મીઠું ખરીદવાની તાકાત નથી. અને

## આફતની વાત

તો એ છે કે એ બધું મીઠું પોતાના જ દેશમાં તૈયાર નહિ કરી શકાતું હોવાથી સ્વચ્છ સફેદ મીઠું પરદેશમાંથી આયાત થાય છે અને તેનો ઉપાડ ખાસ કરીને બંગાળામાં અને બ્રહ્મદેશમાં સૌથી વધારે થાય છે. મીઠા જેવી જરૂરી ચીજ પર શા માટે આવી સખ્ત જકાત નાંખી તેનો ખપ મર્યાદીત કરી જનતા તેમજ જનાવરનું આરોગ્ય જોખમાવવામાં આવ્યું હશે એ પ્રશ્ન સહજ ઉભો થઇ શકે તેમ છે. દ્રવ્યલોભી ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ દોઢસો લર્ષ પહેલાં મીઠાનો વ્યાપાર હસ્તગત કરી લીધેલો હોવાથી ત્યારથી જ સરકારે એનો ઇજારો રાખ્યો છે. એમ હોવાથી ગરીબમાં ગરીબને પણ નીચોવીને તેની પાસેથી કર વસુલ કરવામાં એ ઇજારો ખાસ મદદ

ગાર થઈ પડશે એમ સમજીને સરકાર એ સંબંધમાં ઈરાદા પૂર્વક કાંઇ કરતી નથી. સરકારની ત્રિજોરીમાં પડેલી ગાબડગુમ્બડ પુરવાને જ્યારે જ્યારે એ કર કુદકે ને ભુસકે પ્રગતિ કરે છે, ત્યારે

## નિરાધાર પ્રજાનાં દુઃખ

નો પાર રહેતો નથી. એ જ કારણને લીધે સત્યાગ્રહના આગેવાનોનું લક્ષ મીઠા પરજ કેન્દ્રિત થાય તો તેમાં આશ્ચર્ય પામવા સરખું કાંઈ નથી. પરન્તુ કેવી અન્યાયી રીતે એ મીઠાનો ઇજારો મૂળથી જ હસ્તગત કરવામાં આવ્યો હતો તે નોંધવા લાયક છે. ઇસ્ટ ઇન્ડીયા કમ્પનીનો અમલ કાયદેસર રીતે ચાલુ થતા પહેલાં જ કમ્પનીએ પ્લાસીના યુદ્ધ પછી મીરજાફરને બંગાળાની નવાબી સુપ્રત કરીને યુક્તિથી તેની પાસે મીઠા પરની જકાત કાઢી નંખાવી, દેખીતી રીતે દરીયામારગે આવેલા પરદેશી માલને જ જકાતની એ પ્રકારની મારી લાગુ પડતી હતી. છતાં કમ્પનીએ આપખુદ ચાલાકી ચલાવીને પોતાના આયાત માલમાં મીઠાનો સમાવેશ કરી દઇને દેશી વ્યાપારીઓના મીઠાના વેપારને રસાતાળ પહોંચાડયો અને પુરતા જથામાં મીઠું પકવવાનો સઘળો ઇજારો પોતાના હાથમાં લઇ લીધો. ત્યારબાદ મીરજાફરની સાથે બનતી રાશ નહી આવ્યાથી મીરકાસીમને કમ્પની સરકારે કાવાદાવા કરીને આગળ આણ્યો પણ મીરકાસીમ કમ્પની સરકારના હાથનું રમકડુ બને તેવો કાચોપોચો નહોતો. તેણે કંપની સરકારને ઉઘડો લઈ નાંખતાં સાફ જણાવી દીધું કે બીજા વેપારીઓની જેમ તમે લોકો મીઠા પરનું દાણ નહિ આપો તો તે નિષ્પક્ષપાતપણે બીજા વેપારીઓની જકાત માફ કરી દઇશ જેથી એ લોકો તમારી સાથે હરિફાઇ કરશે. પોતાની ઉપજ કમી થઇ જતી જોઈ મીરકાસિમે આવી ધમકી આપી હતી પરંતુ કંપની સરકાર કાંઈ ગાંજી જાય તેવી નહોતી. મીરકાસિમનું કાસળ કાઢવાની પેરવીથી બકસરની લઢાઇ ઉભી કરવામાં આવી. હાથમાં આવેલો મીઠા-

નો ઇજારો નહિ છોડવા ખાતર કંપની સરકારે કેવાં કારસ્થાન કરી કેટલું લોહી રેડાવ્યું હતું એ વિસરવા જેવું નથી. બકસરની લડાઇ પછી બંગાળ બિહાર અને ઓરીસાનો કારભાર કંપની સરકારના કબજામાં આવ્યો ત્યારથી જ મીઠાપરના કરનો ફાળો કંપની સરકારની પેદાશમાં સૌથી મોટો હતો. વોરન હેસ્ટિંગ્ઝની કારકીર્દી દરમ્યાન એ કરની ઉપજ રૂ૦ ૬૦-૬૫ લાખ જેટલી વધી ગઇ હતી. પણ આમ પેદાશ વધતાં કંપનીનો દ્રવ્ય લોભ પણ બેહદ વધી ગયો અને મીઠાનો સંપૂર્ણ ઇજારો પોતાના કબજામાં આવી ગએલો હોવાથી મીઠું પકવવાનું પ્રમાણ ઘટાડી દઇને કિંમત વધારી દેવાની તરકીબ ઝટ કામે લગાડી દીધી ! દર મણ દીઠ મીઠું પકાવવાનો ખર્ચ માત્ર દશ બાર આના જ થતો હતો. પણ લોર્ડ કોર્નવોલિસના અમલ દરમ્યાન મીઠાનો ભવ ત્રણ રૂપીએ મણ થઇ ગયો અને તે એકદમ વધીને ૧૮૨૨માં પાંચ રૂપીએ મણ સુધી જતો રહ્યો. રશિયા અને ફ્રાન્સમાં પણ હિંદની પેઠે જ મીઠાનો ઇજારો સરકારે રાખેલો છે. પરંતુ ઉત્પન્ન કમી કરી દઇને કિંમત વધારી દેવાનું

## ઘોર પાપ

ત્યાંની સરકારે કદાપિ કર્યું નથી, સરકારના આ નિઃસીમ લોભને લીધે ૧૮૧૭ ની સાલમાં ઓરિસામાં મીઠાનો દુકાળ પડવાથી હુલ્લડ જાગ્યું હતું. તે વખતે કંપનીને કાંઇક સાન આવતાં મીઠાની પેદાશ વધારી કીંમત ઘટાડવાનું સરકારે વચન આપ્યું હતું, તેમ છતાં મીઠાની કિંમત કદી રૂપીઆ ત્રણથી ઘટી નથી. પાર્લામેન્ટના હાથમાં હિન્દના વહીવટનો સઘળો કારભાર આવતાં તેણે પણ કંપની સરકારનું એ જ પ્રકારનું પ્રજાને ચુસવાનું ધોરણ ચાલુ રાખ્યું. સંસ્થાનિકોની સાથે કોલકરાર કરીને માંહેના ન્હાના મ્હોટા મીઠાનાં મથકો બંધ કરી દેવામાં આવ્યાં અંતે હિંદ માંહેના ખાસ અગત્યનાં મથકો સરકારે પોતાને કબજે કરી લીધાં સાંભર અને પાંચપદ્રા ખાતેના

**મહત્ત્વનાં મીઠાગારો જયપુર અને જોધપુર સંસ્થાન પાસેથી એવીજ રીતે ૧૮૮૨માં સરકારે**

## પચાવી પાડયાં

હતાં. આમ મીઠાના તમામ મથકો સર કરી લઈ સરકારે મીઠા પરની જકાત જોતજોતામાં વધારી દીધી. ૧૮૮૮માં એ કર મણ દીઠ અઢી રૂપીઆ રાખવામાં આવ્યો હતો અને તે ૧૯૦૩ સુધી કાયમ રહ્યો હતો. કર્ઝન સાહેબની કારકીર્દીમાં ત્રણ હફતે ઉતરતો તે એક રૂપિયા પર આવી ગયો હતો અને વિશ્વવ્યાપી યુદ્ધની શરૂઆતમાં પણ તે એટલો કાયમ રહ્યો હતો. ૧૯૧૬ ની સાલમાં તેમાં ચાર આનાનો વધારો થતાં તે સવાયો થયો હતો અને ૧૯૨૩ ના માર્ચમાં લોર્ડ રીડીંગ સાહેબના પ્રતાપે તે એકદમ બમણો થઇ જતાં ૧૮૮૮ ની સાલ સાથે હરીફાઇ કરે તેવી કોટિમાં આવી ગયો હતો. સ્વરાજ્ય પક્ષનું કાઉન્સીલમાં પ્રાબલ્ય વધતાં એ કર પાછો સવા રૂપીઆ જેટલો કરી દેવામાં આવ્યો હતો. અત્યારે પણ એ જ ધોરણ કાયમ છે. પરંતુ હોણ સાલ બજેટમાં તુટ પડેલી હોવાથી

## ફરીથી પાછી એમાં પ્રગતિ

થાય તો નવાઈ નહિ. આ તો જાણે તુટક ઇતિહાસ થયો. ટેરીફ બોર્ડ સમક્ષ અત્યારે જે સાક્ષી ચાલી રહી છે તે પરથી સ્પષ્ટ થાય છે કે રેલ્વે કંપની મીઠા ઉપરનું દાણ એક પાઇના છઠ્ઠા ભાગ જેટલુંયે ઘટાડી શકે તેમ નથી અને તેથીજ પંજાબનું મીઠું બંગાળામાં લાવવું પરવડતું નથી. વિલાયત જેવા પાંચ હજાર કોસ જેટલા દૂર દેશાવરથી બંગાળ પ્રાંતમાં મીઠું લઇ આવી વેચવાનું પરવડે અને હિન્દનાજ સાંભર કીંવા પાંચપદ્રા ખાતેથી કલકત્તા લઇ જવાનું રેલ્વેને પરવડી શકે નહિ એ ચમત્કાર ખાસ લક્ષમાં રાખવા જેવો છે. **આવી આપખુદી રીતે આવશ્યક વસ્તુપર આવો જંગી કર લેવાવાથી**

તથા આપણા જ દેશમાં પુરતા પ્રમાણમાં મીઠું તૈયાર થઇ શકતું હોવા છતાં તેટલા ખાતર પરતંત્રતા વેઠવી પડે છે એવો

બેવડો જુલમ

ચાલુ છે. એટલા માટે જ સાર્વજનિક સવિનય ભંગના મોરચા માંડતાં આગમચ ગાંધીજીનું લક્ષ આ જુલ્મી કરના તરફ સવિશેષ દોરાયું છે.

નરસિંહ ચિંતામણ કેલકર

---

# "મીઠાવેરા" વિષે જે. સી. કુમારપ્પાના ઉદ્‌ગારો

## મીઠું

ભારત જેવા દેશમાં મીઠા ઉપર કર હોય એના અન્યાયની શી વાત કરવી ? બધા દેશી અગ્રેસરોએ આ કરનો સખ્ત વિરોધ કર્યો છે. આર્થિક જ નહિ પણ સામાજીક દૃષ્ટિએ પણ એ કેવળ અનિષ્ટ છે અને પ્રજાને પાયમાલ કરે છે. મિ. બ્લંટ સાક્ષી પૂરે છે: 'અત્યન્ત નિર્ધન લોકો તો પૂરૂં મીઠું પામતા નથી; પણ દુર્ભાગ્યે દક્ષિણ ભારતમાં લોકો મોટે ભાગે અત્યન્ત નિર્ધન છે. વળી દક્ષિણમાં આ કર વધારે વસમો લાગે છે, કેમકે કુદરતી મીઠું જમીન ઉપર પડ્યું હોય

છે, અને છતને નજરે દેખતા છતાં લોકોને અછત વેઠવી પડે છે. કેટલાક ગામડાંવાળાઓએ મને કહ્યું કે " જ્યાં મીઠું પડયું હોય એવી જગ્યાએ તેઓ રાતવેળાએ પોતાનાં ઢોર લઇ જાય છે અને એવી રીતે ચોરી કરીને ઢોરને મીઠું ચાટવા આપે છે, પણ જો તે પકડાઇ જાય તો ચોકિયાત ઢોરને ડબામાં પૂરે છે, અને હમણાંહમણાં એવો હુકમ થયો છે, કે જમીન ઉપર સ્વાભાવિક સ્થિતિમાં જ્યાંજ્યાં મીઠું જોવામાં આવે ત્યાંત્યાં સિપાઇઓએ તે ભેળું કરવું ને તેનો નાશ કરવો." બીજે ઠેકાણે કોઇએ કહ્યું કે અતિ આવશ્યક મીઠું જેને ન મળે એવા લોકોને એક જાતનો કોઢ નીકળે છે. પડતર કિમ્મત કરતાં ૧,૨૦૦ થી ૨,૦૦૦ ટકા વધારે કિમ્મતે સરકાર લોકોને મીઠું વેચે છે.' કાર્યસાધકતાની દૃષ્ટિએ પણ આ કર દુષ્ટ છે, કેમકે એને ઉઘરાવવાના ખર્ચમાં આવકના વીશ ટકા તણાઇ જાય છે. મિ. મેકડોનલ્ડ કહે છેઃ 'મીઠા ઉપર કર એટલે પૈસા કઢાવવા અને જુલમ કરવો. લોકો આ સમજતા હોય તો તેથી માત્ર અસંતોષ ફાટી નીકળે. નફા કરનારા વેપારીઓની કંપની હિન્દુસ્થાનના ગરીબ લોકોને લૂંટતી, એ લૂંટનો આ અવશેષમાત્ર છે.' રાજ્યની જવાબદારી લોકો સમજે એટલે આ કર આવશ્યક છે એવું બહાનું પણ હિંદુસ્થાનમાં ચાલે નહિ, કેમકે લોકો એટલા અજ્ઞાન ને નિરક્ષર છે કે મીઠા ઉપર કર છે એ જ તેઓ જાણતા કે સમજતા નથી. અને જાણતા હોય તોપણ તેઓ અવાચક છે. લોકો પ્રત્યે જવાબદાર લોકતંત્ર રાજ્ય જ્યાં ચાલતુ હોય એવા દેશને જ આ દલીલ લાગુ પડે છે. એટલે રાજદ્વારી દૃષ્ટિએ પણ આ કર અઘટિત છે.

( યં. ઇ. માંથી. )

---

# મીઠાનો કર રદ કરવાની વડી ધારાસભાની વાતો.

---

ગઇ તા. ૨૦મીએ વડી ધારાસભામાં મિ. ઠાકુરદાસ ભાર્ગવે મીઠાનો કર રદ કરવાનો સુધારો મૂકયો હતો. મી. અણેએ તેમને ટેકો આપતાં મહાત્માજીની ચળવળનો ઇસારો કર્યો હતો અને જણાવ્યું હતું કે–આ કર રદ થવો જોઇએ તેથી ગોળમેજી પરિષદ માટે ઘણું સારૂં વાતાવરણ ઉભું થશે. સરકારે જાહેર કરવું જોઇએ કે–" મીઠાનો કર રદ કરવા અમે તૈયાર છીએ અને તે પણ આ વર્ષે જ."

મી. દાસનો સુધારો રદ ગયો હતો.

મિ. નિલકંઠદાસે તે પછી સુધારો મૂકયો હતો કે–મીઠું બનાવવાની સરકારે છૂટ આપવી.

સર જયોર્જ શુસ્ટરે જણાવ્યું હતું કે–વડી ધારાસભાની ઇચ્છાને માન આપીને સરકારે એમ ઠરાવ્યું છે કે આખોએ સવાલ ટેરીફબોર્ડને સોંપવો અને તેથી કોઇ પગલાં લેતાં પહેલાં બોર્ડે થોભી જવું.

મી. અણેએ પૂછયું કે-બોર્ડને મીઠાના કરનો સવાલ પણ સોંપવાના છો કે ?

ખજાનચીએ ખુલાસો કર્યો કે–બોર્ડ મીઠાની પેદાશના સવાલ સંબંધમાં તપાસ ચલાવશે તે ઉપરાંત તેના ઇજારા અને કીંમત વિષે પણ તપાસ ચલાવશે. સરકાર એમ કરવા માગે છે કે–જો મીઠાનો કર રદ કરવામાં આવે તો જે થોડી કીંમતથી ઉત્તમ અને ખાઇ

શકાય તેવું મીઠું મળી શકે તે લોકોને પૂરૂં પાડવું. મિ. દાસને। સુધારો ૫૭ વિ. ૩૦ મતે રદ થયો હતો.

મિ. દાસે વધુ સુધારો મૂકયો કે—હીંદી મીઠા ઉપરનો કર કાઢી નાંખવો.

સર જ્યોર્જ શુસ્ટરે તેનો વિરોધ કરતા કહ્યું કે આ સુધારાની અસર એ થશે કે મીઠાનો કર રદ થશે પણ જો દરખાસ્ત મૂકનારાનો હેતુ હિંદી મીઠાને રક્ષણ આપવાનો હોય તો અને આયાત થતા મીઠા ઉપર કર ચાલુ રાખવાનો ઇરાદો હોય તો હું કહીશકે સરકારે ટેરીફબોર્ડને બરાબર એ જ ઉદ્દેશથી આ સવાલ સોંપવા ધાર્યો છે. સુધારો ઉડી ગયો હતો.

મિ. અમરનાથ દત્તે મીઠાનો કર આઠ આના કરવા સુધારો મૂકયો હતો તેમણે મીઠાનો કર રદ કરવા હીમાયત કરી હતી.

સર પરશોતમદાસ ઠાકોરદાસે જણાવ્યું કે, જો આપણે સારૂં અને સોંઘું મીઠું માગતા હોઇએ તો ટેરીફ બોર્ડના રિપોર્ટની રાહ જોઇશું પણ તે રિપોર્ટ તત્કાળ બહાર પડવો જોઇએ અને નવું બજેટ આવે ત્યારે તો સાફ અને સસ્તું મીઠું આપવાની યોજના તૈયાર હોવી જોઇએ.

સર જ્યોર્જ શુસ્ટરે ખાત્રી આપી હતી કે આ સવાલ જેમ બને તેમ વહેલો તપાસવામાં આવશે.

સુધારો રદ થયો હતો. મિ, અમરનાથ દત્તનો સુધારો જેમાં બાર આનાનો મીઠાનો કર રાખવા જણાવેલું હતું તે પણ રદ થયો હતો. મી. દત્તે એક ત્રીજો સુધારો રૂા. ૧ નો કર કરવા માટે મૂકયો હતો તે પણ ૫૩ વિ. ૩૨ મતે રદ થયો હતો.

૨૦—૩—૩૦

## મીઠાવેરા સામે મોરચા માંડવા પૂજ્ય મહાત્મા ગાંધીજીએ યાદગાર કુચ કરી તે કાર્યક્રમ,

| તારીખ. | | | સ્થળ. | માઈલ. | જીલ્લાના આગેવાન. |
|---|---|---|---|---|---|
| | | | **અમદાવાદ જીલ્લો.** | | |
| ૧૨ | બુધવાર | | અસલાલી | ૧૩ | ડૉ, હરિપ્રસાદ દેશાઇ<br>શ્રી. હરિપ્રસાદ મહેતા |
| ૧૩ | ગુરૂ | સવારે | બારેજા | ૫ | |
| | | | **ખેડા જીલ્લો.** | | |
| | ,, | સાંજે | નવાગામ | ૪ | શ્રી. ફુલચંદ શાહ<br>દરબારસાહેબ ગોપાળદાસ<br>મોહનલાલ પંડયા<br>રવિશંકરભાઇ<br>વિગેરે |
| ૧૪ | શુક્ર | સવારે | વાસણા | ૬ | |
| | ,, | સાંજે | માતર | ૪ | |
| ૧૫ | શની | સવારે | ડભાણ | ૧૫ | |
| | ,, | સાંજે | નડીયાદ | | |
| ૧૬ | રવી | સવારે | બોરીઆવી | ૧૧ | |
| | ,, | સાંજે | આણંદ | | |
| ૧૭ | સોમ | | મૌનવાર | | |
| ૧૮ | મંગળ | સવારે | નાપા | ૧૧ | |
| | ,, | સાંજે | બોરસદ | | |
| ૧૯ | બુધ | સવારે | રાસ | ૧૨ | |
| | ,, | સાંજે | કંકાપુર | | |
| | | | **ભરૂચ જીલ્લો** | | |
| ૨૦ | ગુરૂ | ,, | મહિસાગર નદી (૬ માઇલ) | | |
| | | | કારેલી | ૧૧ | શ્રી ચંદુલાલ મણીલાલ દેશાઇ |
| ૨૧ | શુકર | સવાર | ગજેરા | | |
| | | સાંજ | આખુખી | ૧૧ | |
| ૨૨ | શની | સવાર | જંબુસર | ૧૧ | |
| | ,, | સાંજે | આમોદ | | |
| ૨૩ | રવી | સવાર | બુવા | ૧૨ | |
| | ,, | સાંજે | સમની | | |

૨૪ સોમ સોમવાર ,,

૨૫ મંગળ સવારે ત્રાલસા ૧૦

,, સાંજે દેરોલ

૨૬ બુધ સવારે ભરૂચ ૫

,, સાંજે અંકલેશ્વર ૪

૨૭ ગુરૂ સવારે સજોદ ૫

,, સાંજે માંગરોળ ૪

૨૮ શુક્ર સવારે રાયમા ૪

,, સાંજે ઉમરાછી ૬

## સુરત જીલ્લો.

૨૯ શની સવારે એરથાણ ૫ શ્રી. કલ્યાણજી વીઠલજી મહેતા

,, સાંજે ભટગામ ૫ શ્રી દયાળજી નાનુભાઈ દેસાઈ

૩૦ રવી સવાર અછારણ ૫

,, સાંજે દેલાડ ૫

૩૧ સોમ મૌનવાર

૧ મંગળ સવાર છાપરા ભાઠા ૬

,, સાંજે સુરત ૪

૨ (અશ્વનીકુમાર રસ્તે)

બુધ સવારે ડીંડોલી ૫

,, સાંજે વાંઝ ૫

૩ ગુરૂ સવારે ધામણ ૬

,, સાંજે નવસારી ૪

૪ શુક્ર સવારે જલાલપુર ૩

(તેલી મીલ)

,, સાંજે કરાડી મટવાડ ૬

૫ શની સવારે દાંડી ૪

**તા. ૬ માર્ચ ૨ વિનય ભંગ શરૂ કરવાનો દિવસ.**

# કુરાજ્ય કે અરાજ્ય?

અને કોણ કહેશે કે કુરાજ્ય કરતાં અરાજ્ય સોગણું વધારે સ નથી? આપણે સરખામણી કે પસંદગી સુરાજ્ય અને અરાજ્ય વચ્ચે નથી કરવાની પણ કુરાજ્ય અને અરાજ્યની વચ્ચે કરવાની કુરાજ્યમાંથી સુરાજ્ય અથવા સ્વરાજ્ય પેદા કરવું અસંભવિત નહિ મુશ્કેલ તો છે જ. તેથી કુરાજ્યમાંથી સ્વરાજ્યને ઉત્પન્ન કરતાં અરાજ્યને સાંખી લેવાની આવશ્યકતા રહે જ છે.

× × × ×

સમજવાપણું બાકી રહેતું હોય તો હવે સમજી શકાશે કે બ્રિટિશ શાંતિ અને બ્રિટિશ રાજ્ય તે આપણે સારુ અશાંતિ અને કુરાજ્ય છે.

× × × ×

અને જેમ ગુલામ ગુલામી રાજ્યના કરતાં અરાજ્યને વધારે પસંદ કરશે તેમ હું પણ સ્વરાજ્ય મળતાં લગી અરાજ્યને સાંખવા તૈયાર છું. આમ કુરાજ્યનો નાશ ઇચ્છતાં હું અંગ્રેજોના પ્રેમને ખોઈ બેસું તો મારે તે દુઃખદ સ્થિતિ સહન કરવી જ રહી. અંતર્નાદને સાંભળતાં અને તેને વશ થતાં આખા જગતની સ્તુતિને ખોવી પડે તો તે ખોવા એને હું ધર્મ સમજું છું. આત્માને હણીને મેળવેલું જગતનું રાજ્ય કે માન તૃણવત્ છે એવો મારો દૃઢ અભિપ્રાય છે.

(યં. ઈ. માંથી) મોહનદાસ કરમચંદ ગાંધી